શ્રીમુદ્રણકલામંદિર લિમિટેડ, ખાડિયા, અમદાવાદ.

શ્રી

રસમય—નીતિમય

# કિરીટકુમાર.

નાટકનાં ગાયનો

(ટુંકસાર સાથે.)



મૂલ્ય રૂ૦—૨—૦

# મુખ્ય પાત્રોનાં નામ.

જગતસિંહ—વિપુલનગરનો રાજા.

માનસિંહ—ચિત્રનગરનો રાજા.

કિરીટકુમાર—માનસિંહનો પાટવી કુમાર.

રસિકા—વિપુલનગરની રાજકન્યા.

જાલમસિંહ—કિરીટસિંહનો ભાયાત.

વિષ્ણુરામ—રાજપુરોહિત.

ધીરસિંહ—કિરીટકુમારનો મિત્ર.

વિદ્યુત્પ્રભા—પદ્મપુરના પ્રધાનની દીકરી.

નવી—વિષ્ણુરામની સ્ત્રી.

લાયો બારોટ—મહંત, સાધુ, પ્રધાન, વાદી, હીંમવાળો, મંત્રી સીપાઇ, માળી, રસ્તે જનાર વગેરે વગેરે.



શ્રી



# કિરીટકુમાર.

## નાટકનો ટુંકસાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ-સૂત્રધાર-નટી-બાળાઓ.

વિપુલનગર અને ચિત્ર નગર રાજ્યો વચ્ચે આવેલા જંગલની માલિકી માટે લાંબા વખતથી ઝઘડો ચાલી રહ્યો છે, તે જંગલમાં ચિત્રનગરના રાજા માનસિંહજીના કુમાર અને આ નાટકના નાયક કિરીટકુમાર શિકાર માટે નીકળી આવેલ છે. તેજ જંગલમાં તે જ વખતે વિપુલ નગરના મહારાજા જગતસિંહજી પણ આવેલા તેમની કન્યા અને આ પ્રયોગની નાયિકા રસિકાપણ છે રસિકા હાથી ઉપર બેઠેલી છે એવામાં તેગત્ત થઈ જંગલમાં નાશી જાય છે. રસિકા પડવાના ભયે એક વૃક્ષની શાખાને વળગી રહે છે અને સહાય માટે પુકારે છે. કિરીટ તેને બચાવે છે અને અન્યોઅન્ય પ્રેમપાશમાં પડે છે. છતાં માણસો આવી પહોચવાથી બન્ને જૂદાં પડે છે.

કિરીટકુમાર આ જંગલમાં આવેલો છે એવા સમાચાર વિપુલ

નગરના કેટલાક ખાનગી જાસુસોને મળવાથી વાદી, હીંગવાળો અને મંત્રી વાણિયાને વેશે તેને પકડવા નીકળેલા જણાય છે. તેમનો ભેટો કિરીટ સાથે થાય છે. વાદી, હીંગવાળો મરાય છે અને મંત્રી નાસી છુટે છે.

રસિકાના પ્રાણ રક્ષણની વાત સાંભળી વિપુલનગરના મહારાજા ઝઘડાના કારણ રૂપ જંગલને અને મંગળના કારણરૂપ રસિકાને કિરીટને કન્યા દાનમાં આપવાનું ધારીને વિષ્ણુરામ પુરોહિતને ચિત્રપુર મોકલેલા તે કાર્યસિદ્ધિ કરી પાછા આવતા એકલા જણાય છે. ભાગ્ય દેવી અને પ્રેમદેવીના સંવાદ તે સાંભળે છે અને તે બ્હીને ચાલ્યો જાય છે.

કિરીટકુમારની સાથે વિપુલનગર મેમાન તરીકે જતો તેનો પિત્રાઈ ભાઈ જાલમસિંહે રાજ—રમણી લોભ વશ થઇ કુડમાં ધકકો મારી પાડી નાંખેલો અને એક મહાત્મા કૃપાએ બચેલો કિરીટકુમાર ઇશ્વર સ્તુતિ કરે છે ત્યાં એક કુતરો આવી દુધનો પ્યાલો અને લાડુનો કંડિયો મૂકી જાય છે. ઇશ્વરસ્તુતિનું પ્રત્યક્ષ ફળ તે પ્રસાદને ગણી કિરીટકુમાર ખાય છે અને કયાં જવું તે વિચારે છે એટલામાં એક યુવાન સાધુ આવી તેને લઇ જાય છે.

કિરીટકુમારને કુંડમાં ધકેલી પાડનાર જાલમ સોનાનાં વખાણ કરતો પ્રવેશે છે. તે સોનું એક ઝાડમાં સંતાડે છે—વિષ્ણુરામ તે સંતાડતાં જુએ છે. વિષ્ણુરામની નવી ત્યાં પ્રવેશે છે. તે પણ વિષ્ણુરામને સોનું લઇ જતો જુએ છે.

સાધુની મઢી મહાત્મા વગેરે જણાય છે. યુવાનસાધુ સાથે કિરીટ ત્યાં આવે છે. મહાત્માંએજ યોગ બળથી કિરીટને બચાવેલો જણાય છે. મહાત્મા કિરીટને એક તરવાર અને કરામતવાળી કલમ ભેટ આપે છે. અને વિપુલ નગર આગળ કાઢે છે.

અનુરાગી રસિકા અને ચતુરા પ્રેમવાર્તા કરતી જણાય છે.

યુવાન સંધુ અને કીરીટ પુનઃ મળે છે. કરામતવાળી કલમ કિરીટ સાધુને ભેટ આપે છે.

વિપુલનગરનાં બાળકો ગમ્મત કરતાં જણાય છે. નાસી જાય છે કિરીટ ત્યાં આવે છે. વાઘભયથી બ્હીનેલા બ્રાહ્મણો અને લોકોના રક્ષણાર્થે કિરીટ વાઘ પાછળ પડે છે.

વાઘને મારી નાંખી તેના કાન કાપી કિરીટ ચાલ્યો જાય છે. ફાજલખાં નામના મિયાં તે વાઘ પોતે માર્યો એમ બહાનું કાઢી રાજ્ય તરફથી મળતું ઈનામ લેવા ધારે છે. એક પાટીદાર આવે છે તે બ્હીએ છે. બન્ને રાજદરબારમાં વાઘને લઈ જાય છે.

રાજદરબાર કિરીટકુમાર સ્વાભાવિકરીતે કુંડમાં પડી ગયો, એવી યુક્તિ કાઢી કૃત્રિમ શોકથી જાલમ રડનો પ્રવેશ કરે છે. તેને રાજા આશ્વાસન આપી રોકે છે. મિયાં વાઘમારખાં મરેલા વાઘને લઇ આવે છે. વાઘના કાપેલા કાન ઉપરથી કપટ પકડાય છે. દરબાર બરખાસ્ત થાય છે.

ઘરેણાં લેવા જાલમસિંહ આવે છે. યુવાન સાધુ—નવી પ્રવેશે છે. નવી યુવાન સાધુને ઘરેણાં આપે છે. નવીના ગયા પછી જાલમસિંહ યુવાન સાધુને મારે છે. ઘરેણાં અને કરામતવાળી કલમ છીનાવી લે છે.

હિરાબાગમાં રસિકા સખિઓ સાથે આવેલી છે ત્યાં જાલમસિંહ અને કિરીટ પ્રવેશેલા છે. રસિકા સખીઓ સાથે ગરબો ગાય છે. ગરબો પૂરો થતાં જાલમસિંહ પ્રેમની માગણી કરે છે પણ રસિકાએ તેનો તિરસ્કાર કરવાથી તે તેના ઉપર જુલમ કરવાનો યત્ન કરે છે. કિરીટ રસિકાને બચાવે છે ને જાલમની ચોટલી કાપી લે છે

## અંક ૨ જો

કિરીટકુમાર એકલો ગરીબ વેશમાં પદ્મપુરમાં આવે છે. રાત્રિ ગમે ત્યાં ગાળવી ધારી પ્રધાનને ઓટલેજ પડી રહે છે. બહારવટીઓ ખુમાન ત્યાં પ્રવેશી પ્રધાનને મારવાના વિચાર કરે છે. કિરીટ જાગે છે. બહારવટીઆને તે મારે છે અને ઘાયલ થઇ પડે છે. પ્રધાન ત્યાં આવે છે. કિરીટકુમારને સારવાર માટે અંદર લઇ જાય છે.

કિરીટને શોધવા નીકળેલો વિષ્ણુરામ આવે છે. અને પદ્મપુરમાં કિરીટની તપાસ માટે જાય છે.

પ્રધાનકુમારી વિદ્યુતપ્રભા કિરીટની પાસે આવે છે. પ્રેમની માગણી કરે છે. કિરીટ તરફથી અસ્વીકાર થતાં તે ક્રોધ કરી ચાલી જાય છે. વિષ્ણુરામ ટેલિઆ વેશે ત્યાં આવેછે. રસિકાના સમાચાર કહે છે.

વિષ્ણુરામ કિરીટ પાસેથી વિપુલનગર આવતાં નવીને નાશી ગયેલી જુએ છે. આખા જગતને ફરીથી ન પરણવા સૂચના કરે છે.

શોક કરતી રસિકા અને ચતુરાને વિષ્ણુરામ મળે છે ને કિરીટના સમાચાર કહે છે ને પછી ચિત્રનગર જાય છે.

ચિત્રનગરમાં આવતાં પ્રથમ વિષ્ણુરામની નવી દક્ષિણી વેશે આવેલી જણાય છે. રસ્તે જનારને વિષ્ણુરામ ધીરસિંહનું ઘર પૂછે છે. કોઇ ઘર બતાવતું નથી.

કિરીટકુમારનો મિત્ર ધીરસિંહ શોક કરતો જણાય છે કટારથી આત્મ-હત્યા કરવા ધારે છે. લાલો બારોટ—તેનો મિત્ર તેને બચાવે છે. વિષ્ણુરામ ત્યાં આવે છે. અવું ખબર કહી રજા લઇ જાય છે.

ધણીરણી થઇ પડેલો જાલમ ધર્મશાળામાં આવે છે. વિષ્ણુરામે પણ ત્યાંજ રસ્તામાં જતાં ઉતારો લીધેલો છે. જાલમે કિરીટકુમારને મારવા

માટે મારા મોકલ્યા છે તે વાત જણાય છે. નવી નીકળી આવે છે. વિષ્ણુરામ પકડાય છે. સિપાઇને સ્વાધીન થાય છે. નવીને પણ મારી નાંખવાનું જાલમ ધારે છે. ધીરસિંહનો મિત્ર માટે બળાપો. ધીરસિંહ માળીને વેશે અને ધીરસિંહનો છોકરો માલણને વેશે જમાદારને પ્રેમાધીન બનાવી વિષ્ણુરામને છોડવે છે માળીને વેશે બચી ગયેલા વિષ્ણુરામને લાલો બારોટ મળે છે. ધીરસિંહને બચાવવાવાળા બારોટને વિષ્ણુરામ કહે છે.

નવી નાસી છુટે છે. વિષ્ણુરામ તેના ઉદ્‌ગારો સાંભળે છે. નવી પદ્મપુર જાયછે. વિષ્ણુરામ પણ ત્યાં થઇ વિપુલનગર જવા ધારેછે.

કિરીટકુમારના પિતા માનસિંહ શોક કરતા રત્નાકરમાં પડે છે.

---

## અંક ૩ જો.

---

માનસિંહ ખારવાઓની મદદથી બચેલો શોક કરતો આવે છે. ખારવાઓ ગાય છે. માનસિંહ રજા લઇ ત્યાંથી નીકળી આવે છે.

નાસિપાસ થયેલી વિદ્યુત્પ્રભા નવીની મદદથી કિરીટને ફસાવવા જાળ પાથરે છે.

લાલોબારોટ, દરીઆમાં નાંખવા લઇ જતા ધીરસિંહને વેરિસાલ વગેરેની મદદથી છોડાવે છે ને તેને બદલે કૂરસિંહને કોથળામાં પૂરે છે.

પદ્મપુરના રાજાની કચેરીમાં કિરીટનો ન્યાય, મહંત, માનસિંહ, લાલોબારોટ, ધીરસિંહ વગેરે એકઠા થાય છે. વિષ્ણુરામ ત્યાં આવી

સર્વને વિપુલનગર લઇ જવાની તજવીજ કરે છે. રસિકા કિરીટ વિના અન્ય પતિ ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લે છે.

જગતસિંહરાજા ખાનગી ઓરડામાં પ્રધાન વિષ્ણુરામ, વગેરે સાથે વાતો કરે છે.

શોક કરતી રસિકાને તેની સખી ચતુરા સમજાવે છે એટલામાં ત્યાં રાજા રાણી આવે છે. અને શત્રુનો પરાજય કરવા યોજના બતાવે છે.

કિરીટકુમાર સેનાપતિ અને યોદ્ધાઓવાળો રણભૂમિનો દેખાવ.

રસિકા અને ચતુરા દરબારમાં જાય છે, વિપુલનગરનો દરબાર સર્વનું ગાવું અને કિરીટ અને રસિકાનો હસ્તમેળાપ—સ્તુતિ.



!! ॐ श्री !!

श्री सद्गुरवे परमात्मने नमः

# કિરીટકુમાર

## નાટકનાં ગાયનો.



### મંગળાચરણ.



સ્તવીએ જગનાટકનટને
સ્તવીએ કૃતમાયાપટને—સ્તવીએ
સકળ રસનિધિમથન વ્યાપૃત, હાથને—નાથને-
સત્વને—તત્વને; અકળ રચના ખેલ અદ્‌ભુત-
જગનાટકનટને—સ્તવીએ.
સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહ સારા, સાગર, સરિતા, સરજળધારા,
ગિરિ, વન વેલી, વૃક્ષ અપારા, દેવ, દૈત્ય, માનવ જીવનધારા.
સર્વ આ ઘટ અંતરે,
એક યુગ પદ સંચરે,
પરમદૃષ્ટા સ્વયં નૃહરે.
વિશ્વાત્મને-સર્વાત્મને-જગનાટકનટને-સ્તવીએ.

( ૨ )

અહા સુખદ ઉષ્ણઋતુકેરી સાંજ
રચું કંથ રીઝવવા કાજ સાજ ( ૨ )
અઇને શિતલ જળાશય ઝીલી
પવન લહરિ ધારે ગતિ શીળી
ઝાંખી દિયે નક્ષત્રરાજ— અહા૦

તર્પી તર્પી રસા શુષ્ક થઇ તપને
ઉષ્ણ શ્વાસ મૂકી જર્પી પતિજપને
રટે રસિક ચંદ્ર શીરતાજ— અહા૦

ઝીણાં ઝીણાં જુઇ ફુલ શયન બીછાવું
કુંદની માલ સુગંધી બનાવું
પુષ્પવિંજન થકી નાંખું વા જ— અહા૦

હિમસમ સાકર દૂધ કરાવું
રસિકશિરોમણિ પતિને ધરાવું
આછાં સજુ પટ કંથકાજ— અહા૦

પરિમલમયજળ છાંડું ફુવારે
પ્રેમવૃષ્ટિની ઝડી પડી ત્યારે
અતિસહ રમતાં શાની લાજ— અહા૦



# અંક ૧ લો.

( ૩ )

ચિત્ર જગત આ નવ નવ રંગો
ક્ષણુ ક્ષણુ પલટે માયા વિભંગો— ચિત્ર૦
જનગણુમતિ રતિ ગતિ નથી કરતી
માયાસાગર ઓટને ભરતી
કાળતણે વશ નહીં તે તરંગો— ચિત્ર૦
અઘટિત ઘટના પટીયસી ફૂલાવે
દનુજ તનુજ દિતિસુતપર ફાવે
ઉડી રહી જ્યમ નભશુ પતંગો— ચિત્ર૦
જે ક્ષણુ જે સ્થળ જે અન્ન–પાણી
નિર્મિત જ્યમ ત્યમ લાવે તાણી
અકલ સકલ જગના સઉ ઢંગો— ચિત્ર૦
પળ જળ થીતળ, પળ ગિરિ શિખરે
માયાવશ નર દિશિ દિશિ વિચરે
દ્રુપદ હૃદયે મારે ફૂલંગો— ચિત્ર૦

( ૪ )

જાશો જાશો (૩) આમ શું રત્ન હાથે ગ્રહી?
જેરે સંયોગે યોગ મળ્યો આ રે
તેમ શું મળશું વિણુ યત્ન ? ધન્ય ઘડી— જાશો૦
શ્યામા શાને (૩) સંકોચ? આપો રજા
પ્રેમ અને મર્યાદા પીડે રે,
જાઉછું હું ધરશો ન શોચ, કરશો મજા— શ્યામા૦

( ૫ )

મે હું બાદી જંગલ જંગલ ફિરકે સાંપકું લાતા

સાંપકુ લાતા, ખુબ નચાવતા, ઔઅર અચ્છી બજાતા

લોક ફુસલાતા, પૈસા કમાતા (૨) મોજ હુવેવાં જાતા.—મેં હું.

છાં છુમંતર ઇલ્મ ધનંતર, જડી બુટ્ટી અજમાતા

ઝેર ફિટાતા રોગ મિટાતા (૨) માન જગોજગ પાતા—મેં હું.

શાહ કચેરી, ઔર જ્યાં મેરી બીનડર સબધર જાતા

ખેલ દિખાતા, બાતમી પાતા (૨) સચ્ચા મંત્રિ સુહાતા—મેં હું.

( ૬ )

સુમનોહરી અહા સુંદરિ! બળી વૃત્તિમાં ઠરી ચોગમે

હરી ચિત્તને સરી દૃષ્ટિથી ખરી તોય મન તેમાં રમે—સુ૦

વૃષ્ટિજગ બીનુ વપુ સુંદર

ધૌત કમળસમ મુખ વિભ્રમભર

સુખકર, દુઃખહર, રસભર, મનહર, એનાવિના કાંઇ ના ગમે—સુ૦

તનુલતિકા, અતિ રસિક સુકોમળ

અંગકુસુમકળિ ટપકતું રસજળ

ખગ ખગ, પગ પગ, થળ થળ, ઝગઝગ, વાયુપ્રવાહે તનુ ભમે—સુ૦

યૌવન અર્થ સમર્થન કરણુજ

જીવનરસતાણું ગણું એ ઝરણુજ

તરણુજ, ધરણુજ, ગરણુજ, શરણુજ, દુરીભાવ આ મનને દમે—સુ૦

( ૭ )

હું છું ભાગ્યતણી દેવી મારી સત્તા ખરે કેવી!

બધી દુનિયા નચાવું નવ રંગે

આશ આપું કાપું પાછી બંધી બાંધું ઉમંગે.

પણ પ્રેમની હું દેવી નહીં સત્તા જેવી તેવી
મારા સેવકને શું તું સતાવે
કરે કરોડો ધા પણ મારા ભકતજનોપર નહીં ફાવે.

---

તુજ સમ તંતુ તોડયા કોટી મોટી વાત કરે શાને ?
વળિ કળબળ અજમાવું, અનુભવ વચનો મૂઢ ન તું માને.

---

કર કંકણ દર્પણમાં શાને જોવા જવું અરે ગાંડી !
બળ અજમાવો બન્ને કિરીટ-રસિકાપરે યત્ન માંડી

---

( ૮ )

આતો જાગ્યુંરે ઇંદ તૂત્યમ તૂત,
ભાગો ભાગોરે ભાસે ભડકેલ ભૂત
ચારે મેર ખાવા ધાય
ગીતાં ધાંટા તાણી ગાય
આહા ! ખાધોકે ખાય
ભમે કંપે આ કાય— આતો.
હશે ચૂડેલો—હા હા હા
ભૂતાવળ ખેલો—હા હા હા
ખટલો મેલોરે—ઇંદ

( ૯ )

વ્હાર કરો વ્હાર કરો નરહરે મોરારી,
ભીડ હરો ભીડ હરો, નિર્જને ઉગારી— વ્હાર
પાળિયો પ્રલ્હાદ, આહથી ગજેન્દ્ર તારી,
ગોપી ગોપ વાળી પ્રભુ, મઘવામદ મારી— વ્હાર
દ્રૌપદિપટપૂરણુ ચંદ્રહાસ બાંહ્ય ધારી

અમૃત રસ દાખ્યો મિરાંતણું વિષ નિવારી— બ્હાર
તેજ આજ લાજ રાખવા દયાળુ મારી
ના અનાથના વને સુનાથ દો વિસારી— બ્હાર

( ૧૦ )

સોના સોના સોના તારો કેવો પીળો રંગ
કેવો પીળો રંગ વાહ્‌વાહ્ હું તો તુજથી તંગ— સોના
જારી, ચોરી, ચાડી, ખુન, એ રસ્તા તારા રહેલ
કરે મજુરી કો કો મૂર્ખા ( ૨ )
સાચા સુંદલ બેલ—બેશક—સાચા સુંદલ બેલ— સોના
તારા વાળો કરે ચાલ તે જાયે ત્યાં પૂજાય
ડાહ્યા ડમરા તુજવિણુ દાદા (૨)
બેસી બગાસાં ખાય—ખરે ખર—બેસી બગાસાં ખાય—સોના
પથ્થર જેવા પથરા લઇને કહેશે તેને દેવ
ઓ તે પથરે માથુ ફોડે, સોના મારે તારી સેવ— સોના

( ૧૧ )

નારી કેરાં નયને વચને કંઇતો માર્યા,
જો નારે માર્યા, દેવે તેને ન ઉગાર્યા
આ આંખલડીના અણુસારે
ભીતર ઘા કરિયે ભારે
ના ના કહી બનીયે બહુ કાલાં
પ્રેમે પાશે થકી લૈયે બાંધી—( બાંધી)
બાંધીને લૈયે સાંધી
ન છુટે-ન તૂટે-એ બેડી ઇલાહી— નારી

( ૧૨ )

બાંધલીયો તરવાર ભજનકી બાંધલીયો તરવાર
ધીરજકી રખલો ઢાલ ભજનકી
ગુરૂ ગમ બખતર સજલો સાધુ, જ્ઞાન છુરી અશ્વાર
જગરન બીચમેં કર ધીંગાણા, લોભકુ કરના ઠાર
ભેદ બચન બંદુક કર લેકે, વૃત્તિ કર એકતાર
ષડ્‌જય કર સ્વીરાજ્યકો સાધો, પાઓ આનંદ અપાર

( ૧૩ )

પ્યારે મેરે દુઃખસેં મત ગભરાના
તિક્ત કટુ અરૂ અમ્લ લવન બીન, કૈસા મધુર રસ ખાના
દુઃખબીન સુખકા સ્વાદ કહાં હે, મત હોનાજી બેશના
તાપ પ્રહાર બીન કયોં લોહેકા ખડ્‌ગ સુંદર બનજાના.
ગિરિસેં ગીરેબીન જલ સરિતાકો, કયોંકર ઉદધિ મિલાના
ધીરકા ધર્મ હૈ દુઃખસે ન ડરના, સુખ સમયે ન ફુલાના

( ૧૪ )

નહિ સખિ સમતા
શું હૃદય ચિત્રસહ પટકરકૃત છબીની?
પ્રથમ થતાં મુખ નયનની ભેટી,
રસિલે હૃદયે આ છબી બેઠી,
રતિરસ મન ગમતા—નહિ સખી સમતા
જડ પટ કયાં? તવ હૃદય સુપટ કયાં?
રતિ પતિ રસ કયાં? રંગ કૃત્રિમ કયાં?
નહિ સખિ તરતમતા?—નહિ સખિ સમતા

( ૧૫ )

રસપૂરે ભરીયું મુખડું મન તૃપ્તિ આપતું
રતિપતિ સરખું શોભતું
મુખ સઘળી ભામતું—રસ પૂરે
ફિર અંસ બાહુ શોભાય
મન જાય–ન ધરાય.
અતિ રહેતું ટાંપતું—રસપૂરે
કટિ સિંહ સમી પગ પદ્મ સમા
અધરામૃત પાન ચહતી રમા,
ભ્રકુટી ધનુ નેત્ર વિશાળ મહા
મન હરખે—તન તલખે
છબી મનડું ઝાંખતું—રસપૂરે

( ૧૬ )

આવો આપણે પાને રમીયે,
પૈસા માટ પીતાને દમીયે,
કંઇ કંઇ મન ગોઠે આં ભમીયે,
રાઢ કરી મન માન્યું જમીયે,
નાના પણ પ્રભુને ના નમીયે.
વાંકી ટોપી પહેરી ફરીયે,
કહેવું કોઇનું રજ નવ કરીયે,
લાડકવાયા કોથી ન ડરીયે,
ભણતું ગણતું કદી નવ જરીયે,
વણ ઠામે માબાપ ન ઠરીયે.

હાઢી લદી નિત્યે સઢો લાવો,
કહે કોઇ બનવા જાવું બાવો,
પૈસા ચોરી ખાવો માવો,
જૂઠું બોલી બધાપર ફાવો,
પણ પ્રભુના મહા ચોરજ કહાવો,
ચોપડી વેચી ચેવડો ખાઇયે,
બાગમાં બેસી ખાજાં ખાઇયે,
સુઠ મારી નાટકમાં જઇએ,
પણ પાછળ ઝાઝું પસ્તાઇયે,
માને મારી નાશી જાવું,
કહે કોઇ બમનું તેને ન્હાનું,
નામ નિશાળનું નાશી જાવું,
દિવાનનો હું બાળ કહાવું,
પણ પાછળ રહેશે પસ્તાવું.

( ૧૭ )

સારી આલમ કે લોક દેખો કેસી સીકલ [ ૨ ]
દેખો સિકલ ( વ્હાવ્હા) કેસી સિકલ—સારી
કુલફા લગાકે મેંને દાઢીકિઇ કાલી
બુઢ્ઢેપનેમાં જુવાનીકી નકલ—સારી
ટેડી હે પાઘ શીર અખિયાંમેં સુરમા
છત્તિકા સિના કેસા ગયા નિકલ—સારી
બાંકી કમર બિચ કટાર જમૈયા
દો રોજ મેં અઢે કોશ કરતા મજલ—સારી

( ૧૮ )

બુઢ્ઢા મીયાં કહે કે લોક હે બુલાતે
અંધે હો ગયે સબ બોલતે ફાજલ—સારી

( ૧૮ )

અય નરતર પરવર દ્રુમપર હમ બલિહારીયાં,
હમ વારીયાં, ગુલ જારિયાં
તવ બસતી બસતી ચેનમેં સબ અય ટારી
દામ કામ ઇચ્છિત પાઇકે, સારિ તરેહ સે સુખકારી
બીરતારી—તવ બસતી—અય

( ૧૯ )

મન ચાહ્યું કંઇ ને થાય કંઇ, હરિની માયા સમજાય નહીં
સુખ ચાહી જમાઇ પસંદ કર્યો, દુર્દૈવ વિવાહની પહેલ હણ્યો.
મુખ અમૃતપાત્ર તૃષાથી ધર્યું, છલ્યું તે તત્કાળ ન હસ્ત ઠર્યું
ઘન યોગ્ય સમે નભ સજ્જ થયો, પણ ના વરસ્યો વિખરાઇ ગયો.

( ૨૦ )

પ્યારિ અલક તોરે ને, મેરિ અલેક ભુલાવી
હું તો જોગી જાણી આવી, મને સંજોગી બનાવી
દેખ દગન અગન મેરે મન બરસાવી
એતો ચોરાસી આસન વાળી ધુણી સળગાવી
મેરી જાન-રાખોસાન-જાન મેરા મતહર
બગી હું ભભૂતપર, દેદે પ્યાલા પ્રેમભર
મોહી જટા જુથ પર, મોહ્યા મે તેરે અધર
આવું-આનાઇ-પ્યારિ૦

( ૨૧ )

બન્યો હું ખુબ રંગીલો આજ;
કેવો છે વાંકડો મૂછનો આંકડો ને આ સોનેરી સાજ-બન્યો.
કેશ બનાવિ સજાવિ શરીર બની અતિ બેશ સુવેશ કરીને;
ચંદ્રમુખા રસિકા મળવાનિ ખરેખરિ આશ મને જ ધરીને;
આવિ ઉભો થઇ આતુર બાગમહીં નજરેથિ નિહાળું પરીને:
શાંત કરૂં બળતું મમ ચિત્ત, હરી, ગઇ જે મમ ચિત્ત હરીને
થાશે રસિકા બેશક ઘેલી, જોતાં જાલમને જ નવેલી;
થાશે ત્યારે પટરાણી એ જ્યારે, આપણે ધરશું તાજ-બન્યો.

( ૨૨ )

ખીલી રહ્યો ઋતુરાજરે, આજની ઘડિ તે રળિયામણીરે લોલ,
સુંદર આ સખીનો સમાજરે, રમી રહી રસિક શિરોમણીરે લોલ,
સ્થળ સ્થળ કેશુ ખીલિયાં, વનવન કનકસમાન
જન જન પર રતિનો પતિ, સાધે તીર કમાન
અલિગણુ કલિકલિ પર જઇ ભમતા,
ધુમિ ધુમિ ચુમિ લઇ રંગ શું રમતા,
મદન ધનુષ્ય તણી દોરી શા દમતા,
મનડું જપે પિયુ પિયુ મનગમતા;
પળ પળ પતિ સંભારતાં, જળ જળ નયને જાય
કળ બળ કરીને કંથને, લાવે તો સુખ થાય
આમ્રતણો મોર પવનલહરિ થકી બાણુ બની,
તનમન દહી પ્રાણુ લિયે, સકળ મર્મસ્થાન હણી;
પતિ દષ્ટિ વૃષ્ટિ પૂર્ણ થાય, તો ચિત્તની તૃપ્તિ ટળી–

વેરિ કામ થઇ મિ.ા અમ પ્રેમસુધારસ પાય,
જેમ તપી ધરણી જળે બહુ ફળમય થઇ જાય;
રંગ રસ રમિયે નમિયે નાથ સુખમાં શોભિયે વારૂ
સફળ સફળ અવતાર સાર ધારૂ
કંથ શું રમે તે ધન્ય કામનીરે લોલ,
ભારી ભાગ્યશાળીજ તે ભામિનીરે લોલ-

( ૨૩ )

નયન તું ફરકી રહ્યુ શાને
ફરકી રહ્યું શાને--નયન તું૦
તારે દ્વારે હૃદયે પેઠી, મૂર્તિ રહે જે નિશદિન બેઠી
તેની આજે થાશે ભેટી, શાંતિ ધરી જાને--નયન તું૦

( ૨૪ )

પાપ પાપ નિકળ, વિકળ સકળ તું ખળ—પાપ પાપ૦
સુંદરી તારી હજુર, બોલમાં મજુર,
અર્પું તુજને ઉર, દુષ્ટ રે' તું દૂર
ન મન તું કર નિકર, નફ્ટ લફ્ટ, કપટ, શર
છોડું કેમ ? તોડું રહેમ, ભેટે ન તો ચીરૂ ઉર
આપું શાપ--પાપ પાપ૦

# અંક ૨ જો.

( ૨૫ )

એકલડો હું આ અવનિમાં આમથી ત્યમ અથડાઉં
નશીબતણા ફટકાનો માર્યો જેમ દડો તેમ થાઉં —એકલડો૦
માતપિતા મુજ મરશે ઝુરી ઝુરી દુઃખ હશે ખમતાં
રસિકા રસ કરમાઇ જશે બધો કાળ જશે કેમ ભમતાં—એકલડો૦
વનમાં પુષ્પ સુગંધ ઘણેરી શોભાપણ અતિ સારી,
ભોગી વિણ કરમાઇ સુકાઇ જાય બની બધી છારી--એકલડો૦
સબળી શ્રદ્ધા, પ્રૌઢ પરાક્રમ, ગુણ વિદ્યા અતિભારી,
પ્રસંગવિના ન પ્રકાશજ પામે, ભાગ્યતણી બલિહારી—-એકલડો૦

( ૨૬ )

ફરકે અંગમારૂં આ શુંરે સૂચવાય છે
આ શુકન કેવા થાય છે શું ભાવી જણાય છે.
અનંગ રંગ રેલું,
ઉમંગથી હું ખેલું
તો ચિન્હ માનું સારાંજ— શું૦
હું જોડી જોગ્ય પામી,
વિનોદમાં વિરામી
ફરી પ્રાણથકી પ્યારાજ-- શું૦

( ૨૭ )

એ વચન તીરમાર ના અમે તો નારી રે
કઠણ ન બનોરે—હાં-

માબાપતણાં પુતળાં અમે જુઓ વિચારીરે
ત્યજીજાય જે પરતાય તે અમે તો નારી રે
ભલે જાવ કરો દિલ ચ્હાય— ઠીક

( ૨૮ )

મમહૃદય તૃમ થયું સાચે
પ્રાણ અધિક પ્રિય સુમુખી ખબર સુણી મન મદભર થઇ નાચે-
પ્રીતિરસાયણ પરમ અલૌકિક, જેણે ન ચાખ્યું તે નરને ધિક
કવણ ન ઉર રસ લઇ તે રાચે ?—
સુરવર મુનિવર યતિ વ્રતિ યોગી, દિતિસુત નરવર ત્રિભુવનભોગી
પ્રીતિરસ કર ધરી રાચે—
ગોપ સુતા ગોવિંદ સુસંગે, પ્રિતિ રસ કસ બસ બની સહુ અંગે,
સજડ ગાંઠ ગંઠિત સુત કાચે—

( ૨૯ )

વળી શિખામણ સાર, (૩) કોઇ કરશો ન નાર બીજી વારકી
પુરા પરતાશો યાર, (૩) બાર ખોશો, થશે નાર પારકી,
ઘરડા બનશો ગમાર,
કોઇ ગણશે ન કાર,
માથે મ્હેણાનો માર,
ખરે મુવા પછીય દુઃખ નાર્કી—
પળીએ ધૂળ, બૂડે કુળ, સાચુ શૂળ, વઠે મૂળ,
છૂટતાંયે લે જીવ પ્રેતસારખી—

( ૩૦ )

સ્મર શર ન માર, હુંછું અબળ નાર
બની અતિ લાચાર, કહુંછું હારી

ઠરે કોણુ વ્હાર, જપું વર વર વર
તન શરની આગ, તપતી અથાગ
બળું હું અભાગ, કોણુ દે ઠારી
બૂમિ આપ માગ શમું સરરરરર.

( ૩૧ )

તવ હ્રદય શોક સખી દેને તું સમાવી સખિ મ્હારી
કહે કેમ ગાભરી બને છે વ્હેની આવી
નથી શકતી હું જરાયે સખિ ફાવી--
આ બળે કાળજું બધાનું તને બાળી,
વિરહ વન્હિ સખિ નાંખે મને બાળી
જરા ધૈર્ય ધર, મને દે ટેકો તું લાવી--
અધર ઓષ્ટ બધો ફીકો પડિયો તારો
જાતાં હાય તેનું માન કરણુજ હાર્યો
થાતું સ્થિર,--દેતું મુજ ચિત્તચોર ઝટલાવી--

( ૩૨ )

અહ્લામી કશી ઝાથી હુશિયાર, વાહ હું કેવી બની ખબડદાર
આતા ઝાલીમી દક્ષણુણુ
સાડલો, કાપડુ, ચણીઓ પહેરતી જ્યારે ગુજરાતણુ નાર
દક્ષણુણુ હોડિનમાં નેસતે સાડી ચોળી નખરેદાર--
કલ્લાં, ઘુઘરી, કાંટા પહેરતી પગમાં ફુલાંની જોડ
ફૂલ, રાખડી, ને કેતક કેવડો, નથની ઝુમખેદાર--

( ૩૩ )

હશે ક્યાં અરે મિત્ર તું આ સમે, વિયોગાગ્નિ આ દેહને બહુ દમે
પડે ચેનના ચિત્ત ચોગમ ભમે, કરૂં હાય શું જેથી વૃત્તિ શમે
હતો તુંજ હું ને હું તો તું હતો, અતિ છાનિ તે પણ મને સોંપતો
અરે આખરે તે ગયો પરહરિ, દયા દિલમાં તું ન લાવ્યો જરી.

( ૩૪ )

કર્યાવિણુ કાળાં ને ધોળાં, મળે ના રાજ્યસુખ વ્હોળાં:
કર્યાવિણુ ઉંધાં ને આડાં, મળેના મોજનાં ગાડાં— કર્યાવિણુ કાળાં.
કોઇના છાના કોઇના જાહેર, લેવા વ્હેલા પ્રાણ;
નાકવાળાને નહિજ છોડવો, કરવો કચ્ચરઘાણ— કર્યાવિણુ કાળાં.
જો જોરાવર શિરપર આવે, થવું સાવ શીયાળ;
ચોટ ચુકાવી પછીથિ—ચિત્તા પેરે ભરવી ફાળ— કર્યાવિણુ કાળાં.
ડાહ્યા ડમરા થઇ જાહેરમાં, વદવી મ્હોટી વાત;
નજર કરી નિજ સ્વારથપર ના તેપર ધરવી લાત—કર્યાવિણુ કાળાં.
જાહેર રીતે પ્રજાપ્રિયને, ધરવો ઉંચે સ્થાન;
લાગ સાધિ પછિ મૂર્ખ ઠરાવી, પછાડવો નાદાન— કર્યાવિણુ કાળાં.

( ૩૫ )

નિજ મિત્રની સેવા કરૂં; આવ્યો પ્રસંગ ન પરહરૂં;
જીવ અર્પિ આત્મ સુખે ઠરૂં; સંસાર ફળ લઇ સંચરૂં— નિજ.
માનવ તનુ નહિ નિત્ય છે; મરવું ખરે એ રીત છે;
સાર્થક કર્યું જીવિત છે; જો ધર્મને માટે મરૂં— નિજ.
સ્વારથરહિત જે પ્રેમ છે; તે શુદ્ધ સાચું હેમ છે;
સુખ ઉભયની એ નેમ છે; તેને તનુ અર્પણ કરૂં— નિજ.

( ૩૬ )

છએલી માલન ભર જોબન, ચમેલી ખીલ રહી જોબન;
ફુલ જાઈ જૂઇ ઔર ગૂલાબ, ચંપા લિ આઇ ભરકે છાબ;
રંગિન જડકો હાર સિંગાર, કમલ હાડિકી અજબ બાહાર;
હાર ગુચ્છ ઔર કલગી છડી, ગુંથ ગુંથ મેં આન ખડી;
હૈ કોઈ ભ્રમર ભોગી સરદાર, લિજે ફૂલકા કહે પુકાર;
દિલકી પુરે મુરાદ, રહે જ્યોં યાદ, હમારા યહી સુખન;
દેખો મેરા ગુલબદન—છએલી.

( ૩૭ )

તેરે દીદકા મૈં બેતાબુ રહા, અય શમારૂહ મેરા તું કહાં જા રહા
તેરે દીદકા મૈં દીવાના રહા,
જ્યોં મિરલે શમઆ પરવાના રહા;
જરા આજા તું મુખડા દિખાજા, શમારૂહ— તેરે.
તું હૈ શાને શમ્સ તું હૈ માહેલકા,
તેરી અખતરે ચશ્મ હૈ તેગે જફા;
મકતૂલે આશાક તૂને કિયા, અયમાહેલકા, અયમાહેલકા—તેરે

## અંક ૩ જો

( ૩૮ )

કુદો નાચો હો ભાયલા આણંદ ઓચ્છવ થાયલા
ખીંટે મુકોલા જાલ, હોડી લાંગરલા હાલ,
તાડી પીતાં હવેંણો ઉઠાયલા—કુદો૦
પાગે ઘુઘરાનિ માલ, વાગે તુંમડવર તાલ
આછીમાંછણુ માંછી ગળાં ગાયલા— કુદો.

( ૩૯ )

બારી મારાં નારી ચરિત્રોનાં કામ
જાયે જગત હારી ( ૨ )— બારી.
ઘરના પરણ્યાને પર હરિ આવી
વિધ વિધ વેશો ધરિયા, વરિયા બહુ,
ધાર્યું કર્યાની ધરૂં હામ— બારી.

( ૪૦ )

રચિ સંચ કપટથી ખટપટ કરી ઝટપટ અટકાવ કરૂં ( ૨ )
અટપટિ અત નહિ અચલ અકલ કલ તન મનથી મચી ( ૨ )
મને ઉગારીને જવા શું ચોર એ પામે
જીતે શું મર્દ મર્દ તુલ્ય અમારી સામે
પ્રીતિ નપેશ જાય તો દગા તણે દામે
હું બાંધુ મુરકે ટાટ કે ઠરે તે આ કામે

( ૪૧ )

નાથા થાના મદન, થાના મદન, થાના મદન
દયા હીન, મયા હીન, કૃપા હીન, હું ધુંદીન
દીન, દીન, સરર, રરર રરર રર
આવે આવે આ, આવે આવેઆ, તારાશરો આ—નાથ
શરમારે, તન આરે, જર જર જર ચરરર

( ૪૨ )

કંથ કિરિટ વિના અવર ન માનું હું ( ૩ )
નેણે ન માનું હું, મુખ ન વખાણું હું
સ્વપ્ને કદાપિ એ, મનથી નજાણું હું—કંથ.
ભગવાં ધરી કાયે, માલ ધરિ કરમાંયે
આખી ઉમર ગાળુ જપિ સાંજ વ્હાણું—કંથ.

( ૪૩ )

કુંવારી ગાળું રે હો જન્મ હું ગાળું રે હો
વલ્કલ સકલ ધરૂ તન ઉપર
ભસ્મ ધારી વસુ વન વન વન વન
કરી તપ શોસું નિત્ય મમ તન મન—કુંવારી.
ભાન સાન મન માન વિસારી ડુબી પ્રીતિ જોગમાં

( ૪૪ )

હું પાપણી અભાગિણી વિનાશકેરૂં મૂળ
અનેક યોધ જંગમાં હું કાજ મળ્યાં ધુળ—
નસુખ મારૂં સિદ્ધ થવા કેરી ખાતરી,
તથાપિ વીર રત્ન જાય છે રણે ખરી—
પતિ તણા સુયોગની, ન આશા સુખ ભોગની
તથાપિ વીર ભોગની, આહુતિ આદરી—

( ૪૫ )

શોક વૃથા નવ કર સખિ મારી સર્વ લડે છે ધર્મજ ધારી
દોષ નહીં શો સહિયર તારો, શિદ વિણકારણ કાળજ શારો.
તો નિજ દુઃખ તે શીદ વધારે, અણુસરણી પીડા ઉર ધારે—
સ્વાર્થ નથી અહીં કોનો શાણી, ક્ષત્રિય જુઝે ધર્મ પ્રમાણી—

( ૪૬ )

ઇષ્ટ કૃપાથી શુભ લાગ મળિયો આજ ( ૨ )
શૌયે દાખુ, નામ રાખું, આખું, ઇષ્ટ
અભય આપું રસિકા પિતાર્થે,
કરિ-શીઘ્ર બ્હાર, કરૂં અરિ સંહાર, કરિ કરિ પ્રહાર,
કરિ જય ઉચ્ચાર હું ઇષ્ટ

( ૪૭ )

વીર જંગમાં જોશ અંગમાં, શૌર્ય રંગમાં, શત્રુ ભંગમાં;
શંકુ બ્યૂહમાં અરિ સમૂહમાં યુદ્ધ ગાનતાનથી, ખડગને કમાનથી
શત્રુ સૈન્ય મારિયે, વિજય માલ ધારિયે. અજર
અગર સુજશ ધરો—વીર જંગમાં—

( ૪૮ )

સખિ સોનાનો સૂરજ રાજેરે, ખાસ ચાંદીનો ચંદ્રમાં છાજેરે
એવાં ક્યાંથી સુભાગ્ય ? આવે લાખેણો લાગ,–ક્યાંથી હોય ?
પ્રભુ કૃપાથી આજ મુજ પૂગેરે,— સખિ
નયને વચને ભૂષણ રચને ભભકે કચને બ્હાલી
ક્યાં પુણ્યથી પતિને રીઝવું સુંદર શયને મ્હાલી
પ્રભુ દેશે–દેશે,–દેશે, એ સુખ ક્યાંથી ? ફળે આશની બેલી,
જગપતિની ગતિ કોઇ કળે નહીં, સુખી થઇશ સખિ બ્હેલી
ક્યાંથી હોય ?—સખિ સોનાનો સુરજ રાજેરે

( ૪૯ )

દેખો દેખો બિજરિયાં બિલિ ઘનરી, બિલિ ઘનરીરે—
જલની બિયોગસેં, મિલત રસિલી ( ૨ )
ખાલી કેસી હરિ યાલી સખમન બનરી—દેખો.

( ૫૦ )

જય જય ચિન્મય નિર્ભય અતિશય યોગીશ્વર યોગેશ,
કરિવંદન ત્યજીએ ક્લેશ, હર્ષ્યો ધરી ધર્મ હમેશ--જય.
સઉ વર્ણો સન્મતિ પામે, સાતિપતિ પદામલીં મહિ જામે,
બલ પણુ મલ વિણુ મહિ પણુ થાઓ સુજનો સુભિજ વિશેષ
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને સઉ શુદ્ર થઇ ગુણી સેવિસ્વદેશ
ભ્રાંતિ તજે શુભ પ્રીતિ સજે સુવિચાર પ્રચાર તણો સઉ જશ-જય
વિનતિ એ ક્યારી, ઉરે લિજે ઉતારી,
તમારી ઓથ ધારી, સદા લિજે ઉદ્ધારી. જય.

**સમાપ્ત.**

